શ્લોક : तदाहं बल्लभं रूपं धरिष्यामि द्विजालये ॥
विठ्ठलेशालये साक्षात् रूक्ष्माणीनाम गेहीनी ॥
तस्यां प्रादुर्भविष्यामि बल्लभो गोकूलेश्वर: इति ॥

ભૂતલમાં મને વલ્લભ નામથી ઓલખસે. હે પુત્ર, મને વલ્લભ કરીને બોલાવશે. જે વલ્લભ ના પુત્ર થશે તે વિઠ્ઠલેશ્વર થશે તે નંદકુમાર શ્રીકૃષ્ણ થશે, અને તેમને ત્યાં પુત્ર શ્રી ગોકુલનાથજી થશે તે પૂર્ણ આનંદ પૂર્ણ અવતાર નીત્ય સ્વરૂપ પૂર્ણ પુરુષોતમ થશે. આ પ્રમાણે મારે ઘરે જન્મ લેઇને શ્રી ગોકુલનાથજી સ્વામનીજીના ભાવનો આશ્રય લેઇ પુષ્ટિ લીલા અને તેના અર્થનું ચીંતન કરશે. અને તે ભુતલમાં જશનો વીસ્તાર કરશે હું ત્યાં સર્વાત્મ ભાવના અનન્ય ભકતોને સાધન બતાવીસ. જ્યારે કલીકાલ આવેથી વૃદ્ધનું સેવન પુત્રાદીક નહી કરે, વિષયો ત્રણુની માફક સર્વેનાં અંત: કરણ દહન કરશે, ત્યારે હું બ્રહ્મને ઘરે વલ્લભ સ્વરૂપ ધારણ કરીશ અને શ્રી વલ્લભના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી ના ઘરે શ્રી રૂકમાણી વહુજીને પૂર્ણાનંદ સ્વરૂપે શ્રી ગોકુલેશ્વર નામે પુત્ર પ્રગટ થશે તે હુંજ થઇશ.

એજ શ્રી વલ્લભ વીલાસના પ્રથમ ભાગમા ૨૬ છબીસમા પાનામાં ઊત્તરા ખંડનો નીચે મુજબ ઊતારો આપીએ છીએ.

વશિષ્ઠ રામચંદ્ર સંવાદ

રામચંદ્રજી કહે છે કે હે દેવના દેવ, માહા બુધ્ધિશાલી હે, સર્વ શાસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ, હે મુની મુનીયોમાં ઊત્તમોત્તમ મહામતિ આપ, માહારા ઊપર કૃપા કરો. હું આપને કંઈક પુછું છું કે આ અસાર સંસારમાં શાનાથી મારૂં કલ્યાણ થશે અને મારે કોનું ભજન કરવું જોઇએ. હે દેવ, ગુરૂ, કયો આશ્રય કરવાથી નિર્ભય થવાય.

શ્રીહરિ :

મારા રાજયનો નાશ થયો છે. વનમાં નિવાસ કરૂં છું. પિતા મૃત્યુ પામ્યા છે સીતાજીનું હરણ થયું છે. આવા માહા દુઃખનો નાશ થાય તેવો કંઇ ઊપાય બતાવો. કૃપા કરી ઊપદેશ આપો.

વશિષ્ઠ ઊવાચ

હે માહા બાહુ રામ, મારૂં જે ગુપ્ત સ્તોત્ર છે તે તને કહું છું તે તું સાંભલ :—

માહા પ્રલયકાલમાં માર્કંન્ડ રૂષી હું અને શીવજી હમો ત્રણ અવસેષ રહ્યા હતા જ્યારે ત્રણ લોક દાવાનલ અગ્નિથી બલવા લાગ્યું ત્યારે હમો દસો દીશાએ ભ્રમણ કર્યું પરંતુ બ્રહ્માનું ઘાતક અગ્નિથી કોઇએ હમારૂં રક્ષણ કર્યું નહી. તેમ અગ્નિને વાલ્યો એ નાહી. ત્યારે હમો ગોકુલ જ્યાંહાં વ્રુજાંગનાઓનાં જુથ સાથે પ્રભુ ગોકુલાધિશ આનંદ આનંદ કલોલ કરતા હતા તે જોઇને હમો ત્યાં તેમની પાસે ભજન કરવા લાગ્યા. ત્યારે તેમની હમારા ઊપર કૃપા દ્રષ્ટિ પડી. પ્રસંન્ન થકા વેદ ગુહ્ય વચનથી પોતે બોલવા લાગ્યા હે મુનીઓ જે દેવતાઓને પણ દૂર્લભ છે તે ગુપ્ત વાત હું તમને કહું છું.

આ સંસાર સમુદ્રમાંહાં ઘણાજ દુઃખ રૂપી ઘોર કલીયુગ પ્રાપ્તમાન થસે જેમાં જૈન લોકો અને મલેચ્છોને આસુરી આચાર હીન કૃતહીન નું જોર વધશે ત્યારે હું તૈલંગ કુલ માંહાં બ્રાહ્મણને ત્યાં પ્રાગટ્ય લઈશ અને સાધુ પુરુષો અને ભગવદ ભકતોના હીતને લેઇને તેમના કલ્યાણના માટે પ્રગટ થઈશ તૈલંગ કુલશુદ્ધ ઉચ્ચ ભગવદ પરાયણ છે. તે કુલમાં બ્રાહ્મણ લક્ષ્મણજી નામના નાયક પુરુષને ત્યાં સનાતન પ્રભુ વલ્લભરૂપ થી કલીયુગમાં પ્રગટ થઈસિ તે શ્રી વલ્લભને ત્યાં જગદીશ્વર શ્રી વિઠ્ઠલેશ્વર નામે પુત્ર રૂપે પ્રગટ થઈશ. અને તેમને ત્યાંહાં જે પુત્ર થશે તેમાં હું શ્રી ગોકુલનાથજી રૂપે પ્રગટ થઈશ તે પૂર્ણ પુરુષોતમ સ્વરૂપ થશે. તે ભકતવાત્સલ્ય ગુણના સમુદ્ર તેજવંત સકલ પૃથ્વી ને પવિત્ર કરશે ભકતોનો ઉધ્ધાર કરશે નિવેદનના બાહાના વડે જેમ કલ્પતરૂ વૃક્ષમાંથી મુલ થડ અને પછી ફુલ ફલ થાય છે. જેમ અગ્નિથી જલ અને જલથી સચરાચર થાય છે તેમ શ્રી વલ્લભથી શ્રી વિઠ્ઠલેશ્વર અને વિઠ્ઠલેશ્વરથી શ્રી ગોકુલેશ ફલ રૂપે કલયુગમાં પ્રગટ થશે.

હે રામ. જો તું તારા કલ્યાણની ઇચ્છા રાખતો હોય તો તેજ ભગવાન શ્રી ગોકુલેશજીનું તું સ્મરણ કર. હમો પણ એ પ્રલય વખતે શ્રી ગોકુલનાથજીનુ ધ્યાન ધર્યું હતું તે તું યાદ કર :-

શ્લોક : स्त्रोत्र ॥ श्री वल्लभ थी गोकूलेश्वर ॥
॥ श्री गोपिजन पति जय करो : इति ॥

આ ગુપ્ત સ્ત્રોત્રજ પાપનો નાશ કરે છે આ સ્ત્રોત્ર નો જે કોઇ શ્રવણ મનન ધ્યાન ધારણાદીક કરે છે તેઓ ને સુખસંતાન વૃદ્ધિ કરી સકલ સંકટોથી આપ છોડાવે છે એટલુંજ નહી પણ ઊત્તમો ઊત્તમ શ્રી ચર્ણારવીંદની ભકિત આપે છે. આટલુ કહીને પ્રભૂ ત્યાંથી અંતરધ્યાન થઈ ગયા પછી હમો ત્રણે જણ ત્યાં રહીને શ્રી ગોકુલ ત્રાણ વલ્લભનું સ્મરણ ભજન કરવા લાગ્યા. તેથી હમો બલ્યા નહી અને બચી ગયા. અને ભૂતલ ઉપર ભ્રમણ કરીએ છીએ. પછી તે રામચંદ્રજીએ એ પ્રભુનું ભજન કરવા માંડયું.